# रशिक महिना संग्रह.

—*—*—*—

જુદા જુદા કવીઓના બનાવેલા

એકઠા કરીને. 

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર.

## माहादेव रामचंद्र.

—**—

અમદાવાદમાં.

રાયપુર વનમાળીવાંકાની પોળમાં

હરગોવનદાસ હરજીવનદાસ પટેલ.

એઓએ પોતાના ગ્રંથોદય

પ્રેસમાં છાપ્યા.

—*—

સંવત ૧૯૪૧—સને ૧૮૮૫

કીંમત ૦-૨-૦. બે આના.

# रशीक महिना संग्रह.

-⁂⁂-

## સારદાના મહીના.

રાગ સંદેશાનો.

આસો માસે સમરૂ માતા સરસ્વતી,
વાસ વસો જીવ્હાએ આવી માત જો;
નર નારીને નવરાતરી મન માનતી,
રજની દીવસ હૃદય સહુનાં રળીઆત જો;
સેવક થઇ સમરૂછુ માતા સારદા. ૧
કારતક માસે પંડીત કાળીદાસની,
વામી જીભે આપ્યું માતા વરદાન જો;
અમરત ચોઘડીએ જાણે તે અવતરયો,
અમર થયો ને અમર કરયા રાજાને જો. શેવક. ૨
માગશરે માતા મળવાની આશ છે,
અલબેલી તું પૂર અમારા કોડ જો;
જગદંબા છોજી જીભે જશ દાયની,
આપ પ્રતાપે નાવે આંપણ ખોડ જો. શેવક. ૩
પોશે પંડીત પામ્યા પ્રખ્યાતી કંઈ,
તે સઘળો છે માવડી તુજ પ્રતાપ જો;
પાર ન બ્રહ્મા શેશ મહેશ તુજ પામીયા,
કહી ગયા તે વેદ પૂરાણે છાપ જો. શેવક. ૪
માઘે પંડીત માઘ ગયો થઈ મલપતો,
તેને નામે મહીનો લખીઓ માઘ જો;
વળી પાંચમ દીન પ્રગટી વસંત પંચમી,
દીન રજની નવ લાગ્યો એક ડાઘ જો. શેવક. ૫
ફાગણ માશે હોળી આવી ફાલતી,
રસ બીભત્સને સુભ ખીલે શણગાર જો;
જો માતા શંકરપર તું કરૂણા કરે,
અતીશેતો માનુ તારો ઉપકાર જો. શેવક. ૬
ચઇતરે ચીત ચોટ્યુ છે તુજ ચરણમાં,

વરણ વરણમાં કર તુ તારો વાસજો;
શરણે શેવક આવ્યો તે ઉગારતું,
દીનદયાળ તું હું છું તારો દાસ જો. શેવક. ૭
વઈશાખે વીપત વીદારો વીશ્વની,
એટલુ માગુ અંતર અતી અકળાયજો;
તુ માતા પીતા તુ છુ એ માવડી.
તુ રીઝે તો કરે રાંકને રાયજો. શેવક. ૮
જેઠ તાપ તપે મારૂં તનડું તપે,
સીતળ કરીને છાંટો ઠંડુ નીરજો;
અમરત પાઈ ઉછેરો માતા માહરી,
ભવની ભાગે તો તો મારી ભીડજો. શેવક. ૯
અસાડ મહીને છોડ અસાડી આપને,
જાણો માજી જનમો જનમ જરૂરજો;
ઘન ગરજે ને વળી ઝબુકે વીજળી,
દ્રષ્ટી તારી થકી નથી હુ દુરજો. શેવક. ૧૦
શાવણ માસે સેવુ ને સમરૂ શદા,
ધરૂં તેપર માતા તારૂં ધ્યાનજો;
રસ બસ કર રસના રસથી ભરપુર તું,
વળી વળી માગુ એ તારૂ વરદાનજો. શેવક. ૧૧
ભાદરવે ભલી ભાત ભજનો ભકતની,
ભારે ભારે તોજ મલે વઈભાગજો;
એવીજ છે ઈછા મા મારે અંતરે,
મન મોહનને રીઝે સજ્જન લોકજો. શેવક. ૧૨

## બહુચરાજીના મહિના.

### શીવશંકરભોળા એ રાગ.

અંતરે ચીત ઘણું બાંધ્યુ, નમી નમી બહુચર આરાધ્યુ;
મન મારૂ ગોખે જઈ લાધ્યુ, શેવોને સંખલપુર રાણી. ૧
વઈશાખે વાવલીયા વાયા, માજીના ગઢ ભણી આયા;
અંબાજીની મોટી છે માયા, શેવોને સંખલપુર રાણી. ૨
જેઠ તો જુગતીએ સારી, હરી હર બ્રહ્મ થકી ન્યારી;
માજી ગોખ ઉપર બલીહારી. સે૦ ૩

અશાડેતો મેઘ ઘણો ગાજે, છતર સીર બહુચરને છાજે;
ચાર પોહોર ચોઘડીઆં વાજે. સેo ૪
શ્રાવણે સરવડીએ વરશે, માજીને ભજશે તે તરસે;
નાકી બીજા અથડાઈ મરશે. સેo ૫
ભાદરવો ભલી પેરે ગાજો, સેવકને સનમુખે થાજો;
બુડતાં બાવલડી સાહજો. સેo ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાંછે અંબાને કાળી;
ગરબે રમો બહુચરાબાળી. સેo ૭
કારતકે કોયલડી બોલે, ન આવે મારી માજીને તોલે;
તે જોતાં ત્રણે ભોવન ડોલે. સેo ૮
માગસરે સરોવરમાં નહાયે,ચાચર આવીગરબાતો ગાયે;
શેવકની મા કરજો સાયે. સેo ૯
પોસે પ્રીત ઘણી ધારી, પંડવ પાંચે લીધા ઉગારી;
કઉરવ સરવે ગયા હારી. સેo ૧૦
માહેતો મને નથી ગમતુ, મન મારૂ રહેછેરે ભમતુ;
મનમારૂ માજીમાં રમતુ. સેo ૧૧
ફાગણે ફેર ફરે હોળી, પેહેરયાં માએ ચરણાંને ચોળી;
કેશર બહુ છાંટયાંછે ગોળી. સેo ૧૨
બારે માસ પૂરણ કીધા, દઇતને દંડભલા દીધા;
અમર સઉને ઉગારી લીધા. સેo ૧૩
આસો સુદ બીજને બુધવારે, બારે માસ થયાનીરધારે;
વલભની ચડજો મા વારે, સેવોને શંખલપુર રાણીo ૧૪

## જીવણપ્રાણના મહિના.

રથ આવ્યા અકરૂરના, છુટા નંદ દરબાર;
શબ્દ કરેછે સુંદરી; વળી જુએ છે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાના તે મારગ ઝાલ્યારે;
વ્હાલો ડાકોર વળી વળી જુએરે, નેણ ભરેને રાધકા રૂએરે.
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓછો માયા મેલીરે;
જીવણ પ્રાણછો, આતમારામ છો. ટેક
કારતગ મહીને કંથ શીધાવ્યા, રહી ન સકે નારી;
અંતર જામી નથી અજાણ્યા, હસી ઉઠયા રહી હારી.

મેં તો પ્રભુજીની સેવના ન કીધીરે, મેલી થાપણ ઓળવી લીધીરે;
મારી હરીએ દયાતજી દીધીરે, જીવનપ્રાણછો. આતમા રામછો. ૧
માગશર રહીને મલી ગયા, જઈ બેઠા જગદીશ,
કોઇ સંદેશો લાવે શામનો, તેને ચરણે નમાવું શીસ,
તેને ચરણે નમાવું શીશરે; કોઈ દેખાડો જગદીશરે;
હું રાંધુ રસોઈ બતરીશરે, જીવન પ્રાણછો આતમારામછો. ૨
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ,
જમણ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ;
હરીએ ઠાલા તેમેલ્યા થાળરે; એવી જોબન તણી જંજાળરે,
મારી જાય જુવાની બાળરે, જીવન પ્રાણછો, આતમારામછો. ૩
માહા મહીનાની ટાઢડી, અતી રાતે અંધકાર;
આંસુ લોચન વહી ગયાં, વરસે શ્રાણીત ધાર;
મને બ્રહની તે વેદના થાયરે; હુથી એકલડાં ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે, જીવણ પ્રાણછો આતમારામછો, ૪
ફાગણ ફુલ્યો ફુલડે, રમતા રાઘવરાય;
આશું ફુલે સુંદરી, હરી તજી ગયા જમણી બહાય;
વાહાલો સોળસે ગોપીઓ માંયરે; કાનુને કાંઈ ન કહેવાયરે;
વાહાલો મુકી ગયો વન માંયરે, જીવન પ્રાણછો આતમારામછો. ૫
ચઇતર ચંપો ફાલીયો, પીપંળ આવ્યાં પાન;
નાઠયો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન;
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઈ દેખાડો શ્રીરામરે; જીવન પ્રાણછો આતમારામછો. ૬
વઇશાખે વાય વાવલા, મુખનુ ઉડું નુર,
તાપ તપે તનડુ તપે, હરી મેલી ગયાછે દુર;
એવો આવ્યોછે માથે ઉનાળોરે, એવો કપટી કાનડ કાળોરે,
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવણ પ્રાણછો, આતમારામછો. ૭
જેઠ જાણયુ આવશે, વેગે વીઠલ રાય;
ચંદન ઘોળું વાડકે, વીંઝણે ઢોળું વાય;
હરીને વીંઝણે ઢોળુ વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે,
મારા કાળજામાં કાંઈ થાયરે, જીવણપ્રાણછો આત્મારામછો ૮
અસાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘમ ઘોર;
આંસુડે ભીંજાય મારી ચુંદડી. મીઠડાબોલે મોર;

એવા મીઠડા બોલે મોરરે, કરે બપઇઆ કલોલરે;
મારૂં જાગે જોબનનું જોરરે, જીવન પ્રાણછો, આત્મારામછો. ૯
શ્રાવણ વરશે સરવડીએ, નહાવુ નીરમળ નીર;
પેહેરયાં પીતાંબર પોતીયાં, ઓઢણ આછાં ચીર;
હરી ઓઢણ આછાં ચીરરે, આપણે નાતાં જમનાં તીરરે;
એવાં ઢળતાં શીત શરીરેરે, જીવન પ્રાણછો, આતમારામછો.૧૦
ભાદરવો ભલો ગાજીઓ, પણ નાઠયા બળવીર,
ચીર હતાં તે હરી ગયા, મારૂં શાણે ઢાંકુ શરીર;
માહારી પોહોચે નજર નાખીનાંખીરે, વહાલે ભરવાડની ગનીરાખીરે;
શામળીએ ન જોયું ઝાંખીરે, જીવન પ્રાણછો, આત્મારામછો. ૧૧
આશોમાશ ભલે આવીઓ, સઉની પુરી આસ;
તોરણ બાંધાં ટોડલે, એમ ગાય હરી જન દાસ,
ઘેરઘેર મગળ ગાયરે ત્યાં થેઈ થેઈ થેઇકાર થાયરે,
સાંતા વકતાનાં સંકટ જાયરે, જીવનપ્રાણછો; આત્મારામછો. ૧૨

## નંદલાલના મહીના.

આવોને નંદલાલ, રમવા આવોનેરે,
નીર્ગમે થયાછો નાથ, રમવા આવોનેરે.
કારતક મેતો કસ્ટેરે કાઢયો, ભરદરીએ જેમ જહાજ; રમવા૦ ૧
માગસર મહીને મારગડેરે મેલી, હવે અમારૂ કોણછે બેલી,
ગીરધર વીન થઇ ઘેલી. રમવા૦ ૨
પોષ માસે મીવણ પ્રાણ તજુંછું, લોકડીયાંની લાજ લોપુછું;
શણગાર તાજ કરૂછું, રમવા૦ ૩
મહા મહીને મંદીરીઆંરે સુનાં, હરી વીના આસનીયાંરે સુનાં,
વહાલા વીના જાયછે જોબનીઆં, રમવા૦ ૪
ફાગણે ફગફગતી હોળી, અબીલ ગુલાલે ભરાવુરે ઝોળી;
વહાલા વીના ખેલે કોણ હોળી રમવા૦ ૫
ચઇતરે મને ચીતારે લાગી, સુતી સેજલડીમાં ઝબકીને જાગી;
વ્હાલાની લેહ લાગી. રમવા૦ ૬
વઇશાખે વાવલીઆ વાયા, આંખ ઉઘાડી ચોદેશ જોયા;
આંસુ પાલવડે લોહાં. રમવા૦ ૭

જેઠ માસે જગજીવન આવે, વઇષ્ણવ શરવે વધામણી લાવે;
વ્હાલો મારો કાંઇ ન કહાવે. રમવા૦ ૮
અસાડે હું અબળા નારી, જોબન દરિએ પુરછે ભારી;
પીયુના વચનને વીસારી. રમવા૦ ૯
શરાવણ તો શરવડીએ વરસે, નદીએ નીરઘણેરાં છળશે;
વાલો મારો શી રીતે ઉતરશે. રમવા૦ ૧૦
ભાદરવો ભરદરીએ ગાજે, લીલાં વન નવ પલવછાજે;
વાલો મારો કાંઇ નવ લાજે. રમવા૦ ૨૦
આસો માસે દેવદીવાળી, લોક વણે સઉ સેવ સુવાળી;
વાલા વીના તે જમે કોણ વાળી. રમવા૦ ૨૦

## કૃશ્નજીવણના મહીના.

આવો આવો શીવશંકર ભોળા—એ રાગ.

કારતકે કૃશ્ન ગયા મેલી, આંખડીએ આંસુની હેલી;
ગોપી ફરે ગોકુળમાં ઘેલી, ઓધવજી નારે ઘટે તમને.
મધુપુરે થાઓને વહેલી, કે વાંકા અંબોડા મેલી.
ગોરી એના જોબનમાં ઘેલી; ઓધવજી નારે ઘટે તમને૦ ટેક. ૧
માગશરે મંદીરમાં રમતાં, ભેળાં બેશી ભોજનીઆં જમતાં;
હવે અમે કેમ નથી ગમતાં. ઓધવજી૦ ૨
પોશે કહેજો પીત કરી પેહેલી, ગોરધનનાથ મથુરાં ગયા મેલી;
વધાઇ મોકલજો વેલી. ઓધવજી૦ ૩
કુબજ્યા તે સોકય થઇ સાલે, વાલો મારો મથુરામાં માલે
તરછોડા નંદ તણા લાલે. ઓધવજી૦ ૪
ફાગણે રંગરમતાં હોળી, સુંદર પેહેરી ચરણા ને ચોળી;
કુમ કુમ કેશરમાં ઘોળી. ઓધવજી૦ ૫
ચઇતરે ચીત્તવન કરી ચુકયાં, સરીર અમ અટવાઇ સુકયાં;
નારીએ નીશાશા મુકયા. ઓધવજી૦ ૬
વઇશાખે વાટ જુએ ગોપી, લજ્યા નીજ મા બાપની લોપી;
કાનુડાને કુબજા રહી રોકી. ઓધવજી૦ ૭
આવી તટ દાણ લેતા દહાડી, મથુરામાં રંગ રમતાં નારી;
ભુલ્યા કેમ ગીરીવર ગીરધારી. ઓધવજી૦ ૮
જેઠે જાદવને હશીએ, તારી મારી પ્રીચી રંગ રશીએ;

હરી હવે ગોકુળમાં વશીએ. ઓધવજી૦ ૯
અમારે મેવલીઓ ગાજે, તેથી મારૂં દીલ દેખી દાઝે;
એકલડાં મુકયાં માહારાજે ઓધવજી૦ ૧૦
શ્રાવણમાં શું કરીએ સજની, ગોઠ નહી દીવશ કે રજની;
વ્યાકુળ ફરે વીનતાઓ વરજની. ઓધવજી૦ ૧૧
ભાદરવે ભરજોબન નારી, ઘેરે નહી આવ્યા ગીરધારી;
વાલાજીએ મેલાં વીસારી. ઓધવજી૦ ૧૨
આશોએ ઓધવજી આવ્યા, શંદેશો શામ તણો લાવ્યા;
રાધકાજીને મન ભાવ્યા. ઓધવજી૦ ૧૩

## સીતાજીના મહીના.

### સાખીઓ.

મારા શામ સુંદર શ્રી રામરે, કેને આશરે રહીએ; મારા પદ પદ માની પ્રણામરે, લલના રંગ લઈએ; ઘર બહાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવ જઈએ. ટેક.

કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પલ જાય; ત્રાગથી જે તોડીએ, પણ મળવાને મન અકળાયરે. મા૦ ૧

જોબન દરીઆ ઘુઘવે, પીયુ દેશાવર દુર;
અજાણ્યા અણ અનુભવી, તે શું નારીનું જાણે જુરરે. મા૦ ૨
માગસર ઘેર વીજોગણી, પીયુ પરદેશ પ્રમાણ,
ખવાય અળગુ ખોળીયું, જેના પરવસ પડીયા પ્રાણરે. મારા૦ ૩
જળથી જુદી માંછલી, રાખો કરી વીવેક;
વારૂ મારા વાલમા, એના પ્રાણ ન રહે પલ એકરે; મારા૦ ૫
પોશે પ્રીતમ પ્રીતડી, વીરહ બાણ વા વહાય;
એ ઘાયલનો અંત નહી, એનું તન તરફડીયાં ખાયરે. મા૦ ૫
ખાવુ પીવું ખેલવું, ઓઢણ પહેરણ અંગ;
બોલવુ ચાલવુ બેસવુ, એને પોઢવુ ન ગમે પલંગ; મા૦ ૬
માઘે મન તલસે ઘણું, જુરે વીજોગણ નાર;
લક્ષ વીંછીની વેદના, ઉપજે ચીતમાં અનેક વીચારરે; મારા૦ ૭
ફાગણ હોળી ફાલતી, ફાગ રમે શઉ કોય;
એક હોળી મારે આંગણે, બીજી હઈએ હોળી મારે હોયરે;
મારા૦ ૯

અંતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
વળખાં મારે વીધવીધે, જેને ડશીઓ વીરહ નાગરે. મા૦૧૦
ચઈતર ચકોર ચીતની, શશી વીદેશી શામ;
ભર જોબનમાં એકલી, એતોદાઝયાઉપર જેમ ડામરે; મા૦૧૧
સુભાગીઆં જે સારસાં, સજોડ સનેહ સહીત,
કયમ કરીવશીએ એકલાં, રાણીજાયા જનમનીએ રીતરે.૧૨
વા વાયા વઈશાખના, આંબે આવી શાખ;
ભોગી ભમે વીદેશમાં, થાય હૃદય બળીબળી ખાખરે. મા૦૧૩
મુગાને સુપનું થયુ, મનમાં રહી મુઝાય;
પ્રીતીનુતો પારખુ જે મીમે કહ્યું નહી જાયરે; મારા૦ ૧૪
જેઠ તણા તડકા પડે લાય જેવી લુ વાય;
સુના મંદીર માળીયાં, સુની સેજલડી ખાવાઆયરે.મારા૦ ૧૫
જાય ન રજની દીન જાતાં, રાત ગએ દીન જાય,
વીરહ દુખ મહાવેદના, એ તે નજરે જોઈ કેમ જાયરે. મારા૦૧૬
અસાડ ઝબકે દામની, ઘન ઘરજે નભ માંય;
બપઈઆ પેઉપેઉ કરે, શુણી વીરહણી વ્યાકુલથાયરે મારા૦૧૭
દેવદાનવ પશુ પક્ષી, માનવ તાં કોણ માત્ર;
જીવતાંપ્રેત વીજોગીયું, ગાળ વિરહ વીરહીજનગાત્રરે. મારા૦૧૮
શ્રાવણ વરસે શરવડે, નદીએ આવે નીર;
લીલી ભુમી ભાસે ભલી, ગાજે તરૂવર ઘોર ગંભીરરે.મારા૦૧૯
ઘોર અંધારી રાતડી, ઝરમર વરશે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેનો શ્યામી ગયો તજીસ્નેહરે; મારા૦ ૨૦
ભાદરવો ગાજે ભલો, રાજવી સજી વઈભાગ;
રગમાં રઉરવ રોગ એ, જેને વહાલાંનો થાય વીજોગરે.મારા૦૨૧
ચંપા ચંબેલી મોગરા, નવ પલ્લવ વન વહાય;
વીરહણી જાત જવારીઆ, તેતો શોસે સુકાઈજાયરે મારા૦૨૨
આસો આવ્યાં નોરતાં, રમે જમે નરનાર.
દીવસ દીવાળી દોહલા, તેતો જાણે જગતકરતારરે; મારા૦૨૩
દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગરાગ અદભુત યથા, જયજયકાર જણાવે અનંગરે મારા૦૨૫
મન મોહન આવી માસથી, થાય પરભુ પરસન.
સંગ શીતા જેમ રાખીયાં; તેમ ટાળે વીરહવ્યાધી દનરે; મારા૦૨૬

## કૃશ્નજીના મહીના.

રાગ ઉપર પ્રમાણે.

કારતકે કરશન ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી;
કુબજા કેમ ગમી કાળી, આવો હરી રાસ રમો વાલા. ૧
માગસરે મારગડે રમતાં, ભેળાં બેશી ભોજનીઆં જમતાં.
હેવે હરી કેમ નથી ગમતાં. આવો૦ ૨
પોશે તે શોસ પડયા અમને, તીકમજી શું કહીએ તમને;
દીલાસા સારે દીધા અમને. આવો૦ ૩
માધે મારે અંધારી રાતો. ફુલડાંએ બીછાવી ખાટયો;
વહાલે લીધી મથુરાંની વાટયો, આવો૦ ૪
ફાગણે ઘેર ફરે હોળી; પહેરણ ચરણાને ચોળી;
ચુંદડી મારી કેશરમાં રોળી. આવો૦ ૫
ચઈતર ચીત કરે ચાળા, મધુવન મોરલીયો વાળા;
દરસન દો નંદતણા લાલા. આવો૦ ૬
વઈશાખે વાટલડી જોતી, ઉભી રહી ધ્રુસકડે રોતી;
પાલવડે આંશુડાં લોતી. આવો૦ ૭
જેઠે તો જગજીવન આવે, વધામણી સઉ લોકો લાવે;
વહાલો મારો કશુંએ ન કહાવે; આવો હરી૦ ૮
અશાડે અબળા રહી ઝાંખી, વહાલે મહારે ભરજોબન રાખી;
વીચારો તે વાત થશે વાંકી. આવો૦ ૯
શરાવણુતો શરવડીએ વરશે, નદીએ નીર ઘણા ઢળશે;
વાલો મારો શી રીતે ઊતરશે. આવો૦ ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, વહાલા થઈ વીહળ તમ કાજે;
વાહાલો મારો જરીએ ન લાજે. આ૦ ૧૧
આસો માસો આવી દીવાળી, શોવો વણુ કે શુવાળી;
વાહાલા વીના આ થી દીવાળી. આવો૦ ૧૨

## નંદકીસોરના મહીના.

કારતક માશે કહાનજી સાંહેલીરે,
શે અપરાધે શામ, ગયા મને મેલીરે ૧
અવગુણ અમારા શા હશે સાહેલીરે,
જે હરીએ ઉતાર્યુ હેત ગયા મને મેલીરે. ૨

મને એકલાં અન ભાવે નહી, સાહેલીરે,
એ મહોટુ દુખ મહારાજ ગયા મને મેલીરે. ૩
કોણ આગળ કરૂ ગોઠડી સાહેલીરે,
વહાલે તજીયુ ગોકુલ ગામ ગયા મને મેલીરે. ૪
કઠણ થયા છે કહાનજી સાહેલીરે,
તે સાલે હઇડા માંય ગયા મને મેલીરે ૫
તે દુઃખે દાઝુ ઘણુ સાહેલીરે;
હરી ઘણુ દેખાડી હેત ગયા મને મેલીરે. ૬
કારતક કઠણે કહાડીઓ સાહેલીરે,
ના આવ્યા નંદકીશોર ગયા મને મેલીરે. ૭
માગશરે મથુરામાં ગયા શખી આવુરે,
મને એક પલક જુગ જાય સંદેશો કાવુરે.
ઘરનાં કામ ગમે નહી સખી આવુંરે,
મારૂ ચીત પ્રભુની પાસ શંદેસો કહાવુરે. ૯
વીંદરાવનમાં કોણ જશે સખી આવુરે;
મોરલી વાશે કોણ સંદેશો કહાવુરે. ૧૦
બંશીબટના ચોકમાં શખી આવુરે,
હાંરે ક્રીડા કરશે કોણ શદેશો કહાવુરે. ૧૧
દાણી થઇ કોણ ઘેરશે, શખી આવુરે,
કોને માગ્યા દઇશુ દાણ સંદેશો કહાવુરે. ૧૨
હશીને કોણ બોલાવશે, શખી આવુરે.
મને કરસે કોણ કટાક્ષ સંદેશો કહાવુરે. ૧૩
માગશર મોટો મરમ તજી શખી આવુરે.
પરભુ નાગર નંદકીસોર સંદેશો કહાવુરે. ૧૪
પોસે પરભુ મુકી ગયા શો દાવોરે,
તમે નંદ જશોદાના હરી અહી આવોરે; ૧૫
જમનામાં ગીદ પડયો, શો દાવોરે;
પરભુ કાળી નાગની કાજ, હરી અહી આવોરે. ૧૬
ઇનદરે ઘન વરસાવીઆ, શો દાવોરે,
ગોવરધન દવારકાં કાજ, હરી અહી આવોરે. ૧૭
હો જાદવ અમે આહીરડાં શો દાવોરે;
તેલોક લાજને કાજ, હરી અહી આવોરે. ૧૮

જમનાંજીમાં ઝીલતાં શો દાવોરે,
ચીર હરવાને કાજ, હરી અહી આવોરે. ૧૯
વહાલાં તે વેરી થયાં, શો દાવોરે;
હરી એમ ન કીજે નાથ, હરી અહી આવોરે. ૨૦
પોસે પેમદા વલવલે, શો દાવોરે;
તમે જીવણ નંદકીશોર, હરી અહી આવોરે. ૨૧
માધે મળવા નાથને, મન હીસેરે;
હું જોઉંછું ચોદશ વાટ, કહી નવ દીશેરે. ૨૨
શીઆળે સુખ સાંભળે મન હીસેરે;
કેમ જાએ મોટી રાત કંઈ નવ દીશેરે; ૨૩
મોરલી સુણવા માહરૂ, મન હીસેરે;
મેં સોધા સહુ ગોવાળ કહી નવ દીસેરે. ૨૪
જે હસવું કરતા નાથજી, મન હીસેરે;
અમે સોવું વંદરાવન, કંઈ નવ દીસેરે, ૨૫
સપનંતર શરખું થયુ મન હીસેરે;
અમે તેદુખ કેમ શહેવાય, કંઈ નવ દીસેરે. ૨૬
આવકુ અમે જાણુ નહી, મન હીસેરે;
છેક આપની જેહ, કંઈ નવ દીશેરે. ૨૭
માધે મન વીહવળ થયાં, મન હીસેરે;
તમો જીવણ નંદકીસોર, કંઈ નવ દીશેરે. ૨૮
ફાગણ કહુ ફરી ફરી, દુખ કાપોરે;
ઓ ગોપીજનના પરાણ દરશન આપોરે, ૨૯
વસંત આવ્યો વીઠલા, દુખ કાપોરે;
ગુલાલે ભરયા ગોવીંદ, દરશન આપોરે. ૩૦
હોળી હરખે ખેલીએ, દુખ કાપોરે;
રમવા સરખી રાત, દરશન આપોરે. ૩૧
માથે મુગટ કર મોરલી, દુખ કાપોરે;
પરભુ જમનાજીને તીર, દરશન આપોરે. ૩૨
ગોપીઓ સહુ વલવલે, દુખ કાપોરે;
એમ કઠણ ન થઈએ કંથ, દરસન આપોરે;
હરી હવે ઘણી થઈ, દુખ કાપોરે;
ઓચીંતા એકાંત દરશન આપોરે. ૩૪

ફાગણ ફરકે આંખડી, દુખ કાપોરે,
છો જીવણ નંદકીશોર, દરશન આપોરે.
ચઈતરે ચીંતા કરે, સઉ બાળારે,
સ્વામી વીજોગે દેહ પરગટી જવાળારે. ૩૭
વદન કમળ સુકાઈ ગયાં, સઉ બાળારે;
નવ સુજે એકે પેર પ્રગટી જવાળારે. ૩૮
સણગાર શેજે પરહરી, સઉ બાળારે;
સુકાયાં સઉનાં ગાત્ર, પ્રગટી જવાળારે. ૩૯
ઘેલાસી ફરે ગામમાં, સઉ બાળારે;
નહી કરસન વીના કાંઈ વાત પ્રગટી જવાળારે. ૩૯
ગુણ ગાતી ગોવીંદના, સઉ બાળારે,
પડે નેતરે આંસુ ધાર, પ્રગટી જવાળારે. ૪૦
સોક સમુદરમાં પડી, સઉ બાળારે;
તેનુ રહ્યું નહી ઠાર, પ્રગટી જવાળારે. ૪૧
ચઈતરે ચીત ઠરે નહી સઉ બાળારે;
છો નાગર નંદ કીશોર, પ્રગટી જવાળારે. ૪૨.
વઈશાખે સઉ વલવલે, કયાં જઈએરે;
મારે હઈએ દુખ અપાર કોને કહીએરે. ૪૩
તીકમજી તે તજી ગયા કયાં જઈએરે;
વળી હસે દુરીજન લોક, કોને કહીએરે; ૪૪
પ્રાણ અમારા પ્રભૂકને; કયાં જઈએરે
વળી શાસ્ત્ર નણદનુ સાલ, કોને કહીએરે; ૪૫
સુનુ સઘળુ દેખીએ, કયા જઈએરે;
ગયા જીવન પ્રાણ આધાર, કોને કહીએરે. ૩૬
કઠણ થયા છે કહાનજી, કયાં જઈએરે;
હમીએ નવ જાએ પ્રાણ, કોને કહીએરે. ૪૭
પરેમ પંથમાં સઉ પડી, કયાં જઈએરે;
છે વાંકી સઘળી વાત, કોને કહીએરે. ૪૮
વઈશાખે રાખ્યાં વેગળાં, કયાં જઈએરે.
છો નાગર નંદ કીશોર, કોને કહીએરે. ૪૯
જેઠે કહાવે ઝંખતાં, એમ હરીનેરે;
શુ અટકયા કુબજા સાથ, નાઆવ્યા ફરીનેરે. ૫૦

પરીત કરી લપટાઈ ગયા; એમ હરીનેરે;
મળી મથુરાં કેરી નાર, ન આવ્યા ફરીનેરે. ૫૧
વાંક કાઢીને વળગતાં, સઉ હરીનેરે;
ભૂલી શુ હુ ભગવાન, ન આવ્યા ફરીનેરે. ૫૨
અમો અબળાનુ શુ ગજુ, કહો હરીનેરે;
તે તમને ન ઘટે નાથ, ન આવ્યા ફરીનેરે. ૫૩
વાંકસો છે વીઠલા, કહે હરીનેરે;
દેઈ છેહ ગયાછો છેક; ન આવ્યા ફરીનેરે. ૫૪
મારૂ જોબનીયુ એળે ગયુ, કહે હરીનેરે;
હુ ક્યાં લગી રાખુ ધીર, નઆવ્યા ફરીનેરે. ૫૫
જેરૂ ઠેઠ જોઈ ગયા, કહે હરીનેરે;
છો નાગર નંદકીશોર ન આવ્યા ફરીનેરે. ૫૬
અશાડે ઘન આવીયો, ઓ બેનીરે;
થયો વીજળીનો ચમકાર, મનડુ રહેનીરે. ૫૭
બપઈઆ પીઉ પીઉ કરે, ઓ બેનીરે;
મદમાતા બોલે મોર, મનડુ રહેનીરે, ૫૮
સેજે પડો સાંભરે; ઓ બેનીરે;
વળી મંડયો વરશે મેહ, મનડુ રહેનીરે. ૫૯
લોક લાજ મે પરહરી, ઓ બેનીરે;
હુ જાઉ પ્રભુની પાસ, મનડુ રહેનીરે. ૬૦
ધીરજ મેં રાખી ઘણી, ઓ બેનીરે;
હજુએ નવ આવ્યા નાથ, મનડુ રહેનીરે. ૬૧
કોઈ સંદેશો કહે મને, ઓ બેનીરે;
હરી આવશે આજ કે કાલ, મનડુ રહેનીરે. ૬૨
અશાડે ના આવીઆ, ઓ બેનીરે;
છો જીવણ નંદકીશોર મનડું રહેનીરે. ૬૩
શ્રાવણ વરસે સરવડે, તે સાલેરે;
આવ્યા ચોમાસાના દન, કોહો કેમ ચાલેરે. ૬૪
હરી કુબજા સાથે ખેલ કરે તે સાલેરે;
વાલે મુકી વરજની નાર, કહો કેમ ચાલેરે. ૬૫
સંદેશા ના કહાવીઆ તે સાલેરે;
તમે લોક થયા મહારાજ, કહો કેમ ચાલેરે. ૬૬

વહેરીડા કરે વાતડી, તે આલેરે;
મારૂ પુરણ બાંધયું મન, કહો કેમ ચાલેરે. ૬૭
વીડલ રાખ્યાં વેગળાં, તે આલેરે;
શું નથી જાણતા નાથ કહો કેમ ચાલેરે. ૬૮
હરી ચતુર થઈ ચુકી ગયા, તે આલેરે,
ગયું જાણપણામાં આજ, કહો કેમ ચાલેરે. ૬૯
શ્રાવણ શુનો હરી વીના તે આલેરે;
છો નાગર નંદકીશોર, કહો કેમ ચાલેરે. ૭૦
ભાદરવો કહે ભાવશુ, શ્રીજ નારીરે;
તમે જીતા જગજીવન હરી હું હારીરે. ૭૧
રમતાં રાડ કીધી હસે, શ્રીજ નારીરે;
તમે ક્ષમા કરો અપરાધ, હરી હું હારીરે. ૭૨
મનમાંથી વ્યાકુળ થઈ, શ્રીજ નારીરે;
હવે દયા લાવો મહારાજ, હરી હું હારીરે. ૭૩
તમે કહેશો તે કરશું અમે, શ્રીજ નારીરે;
પ્રભુ રખે રાખતા રીસ, હરી હું હારીરે. ૭૪
ત્રીકમ મા તમે તજી ગયા, શ્રીજ નારીરે;
કેમ વરશેરે વરસાદ, હરી હું હારીરે. ૭૫
અમો આહીર અહંકાર તજયો, શ્રીજ નારીરે;
તમો છો દીનદયાલ, હરી હું હારીરે. ૭૬
ભાદરવે ભુદર નવ મલ્યા, શ્રીજ નારીરે;
છો નાગર નંદકીશોર, હરી હું હારીરે. ૭૭
આસોમાં સખી આવશે, વનમાળીરે;
મારે થાશે હરીશુ ભેટ, આજ દીવાળીરે. ૭૮
પ્રેમ જોઈ ગોપી તણો, વનમાળીરે;
હરી આવ્યા કહેવાય, આજ દીવાળીરે. ૭૯
ગોપી અતિ હરખે ધર્યું, વનમાળીરે
ઘેર ઘેર મંગળ ગાય; આજ દીવાળીરે. ૮૦
ફરી ફરી મુખ નીરખતાં, વનમાળીરે;
અતિ હરખે ઘેલી થાય, આજ દીવાળીરે. ૮૧
ગોપી પ્રેમે કરતી આરતી, વનમાળીરે;
વળી પાંચે હસતી જોય, આજ દીવાળીરે. ૮૨

મનોરથ સઉ પુરણ કરયા, વનમાળીરે;
થયા તે બારે માસ, આજ દીવાળીરે. ૮૩
આસોમાં હરી ફરી મળ્યા, વનમાળીરે;
છો નાગર નંદકીશોર, આજ દીવાળીરે. ૮૪

## શ્રી અંબાજીના મહીના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે, મા અંબાજી;
અલબેલી અંબા સાંભળ મારી વાતરે, મા અંબાજી. ૧
વાત સાંભળીને સુમરૂ શ્રીહરી નાથરે, મા અંબાજી;
તારા દરશનની મને મોટી અંબા આશરે. મા અંબાજી ૨
માગશર માસે મન મળવા અકળાયરે, મા અંબાજી;
તારી ઇછા કરતાં અંબા દીન વહી જાયરે, મા અંબાજી. ૩
દીન વહી જાયને આશા મુજને મોટીરે, મા અંબાજી;
તારા રંગ મંડપમાં હુ નવ આવી લોટીરે, મા અંબાજી. ૪
પોસ માસે મુજને મળવા શોપરે, મા અંબાજી;
મુજ રાંક ઉપર શો ધરશો માજી રોશરે, મા અંબાજી. ૫
રોશ ન ધરીએ તમેછો દેવી દયાળરે, મા અંબાજી;
જેનુ નામ ધરાવે સેવક જન પ્રતીપાળરે, મા અંબાજી. ૬
માહા મહીને કાંઈ વરત સાંભળાં તમારાંરે, મા અંબાજી
મા શુ જુઓછો કુડાં કરમ અમારાંરે, મા અંબાજી. ૭
કુડાં કરમની કરણીછે મદ્યાંનરે, મા અંબાજી;
તારા દરસનનુ મનેમોટુ અંબા ધાંનરે,મા અંબાજી. ૮
ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી;
રંગ ભરયાં મનડાં નવ કરશો ભંગરે, મા અંબાજી. ૯
ભંગ ન કરશો તનફ્ર મારૂ તલસેરે, મા અંબાજી;
ચીત અમારૂ ચરણે આવી અટકેરે, મા અંબાજી. ૧૦
ચઈતર મહીને ચીંતા મુજને ભારીરે, મા અંબાજી;
જનમ ધરીને નવ નીરખ્યાં અંબામાજીરે, મા અંબાજી ૧૧
નવ નીરખ્યાં મે અંબા અકળ સ્વરૂપરે, મા અંબાજી;
મા વળતાં કયાંથી દેખીશ માનાં રૂપરે મા અંબાજી. ૧૨
વઈશાખ મહીને વરસ જાય દેહ નાઠીરે, મા અંબાજી;

મા હવે વળતી વેળા રહીછે માઠીરે, મા અંબાજી. ૧૩
વેળા માઠી માંથે મોટુ દુઃખરે, મા અંબાજી;
વળતાં કયાંથી દેખીશ માનાં મુખરે, મા અંબાજી. ૧૪
જેઠ માસે મુજને તેડો ટેઠરે, મા અંબાજી;
નહી તેડોતો જીવત જાશે વેઠરે, મા અંબાજી. ૧૫
વેઠ થશેને મીથ્યા થાશે જનમરે, મા અંબાજી;
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમરે, મા અંબાજી. ૧૬
અસાડ માસે અટક ન ધરીએ માતરે, મા અંબાજી;
તારા દરશનને માટે તલશે મારૂ તનરે મા અંબા૦ ૧૭
તન તલસેને દયા ન આવે મારીરે, મા અંબાજી;
મા દયાળુ દીલથી શુ મુકોછો કાઢીરે, મા અંબા. ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારીરે, મા અંબાજી;
મા ઇછા હોયતે આવે તારે પારેરે, મા અંબા૦ ૧૯
મા પાપી હોયતે નીરખે પાવન થાયરે, મા અંબા૦
મા સંઘ ભરાયને સઉને ઇછા થાયરે; મા અંબાજી; ૨૦
ભાદરવામાં શીદને મન ભમાવોરે, મા અંબાજી;
તારાં દુરલભ દરશન આપી તાપ સમાવોરે. મા અંબા૦ ૨૧
તાપ સમાવી સીતળ કરજો છાંયરે, મા અંબાજી;
સીસ નમાવતાં પ્રાશ્ચીત પ્રલે થાયરે, મા અંબા૦ ૨૨
આસો માસો અરજ સાંભળો વેલીરે, મા અંબાજી;
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે, મા અંબા૦ ૨૩
હેલી કરીને પુરો મનની આશરે, મા અંબાજી;
સેવક જનને તેડો તમારી પાસરે, મા અંબા૦ ૨૪
બારે માશ પુરણ કીધા માતરે. મા અંબાજી;
મા વીશમપરી વીસ્વાસ ન કરશો ઘાતરે, મા અંબા૦ ૨૫
તેરમો મહીનો પુરસોતમ કહેવાયરે, મા અંબાજી;
મા હરી પ્રતાપે પુરસોતમ સહુ ગાયરે, મા અંબા૦ ૨૬
આરાસુરમાં નીતયે આનંદ થાયરે, મા અંબાજી;
કરજોડીને બાપુ શેવક ગાયરે. મા અંબા૦ ૨૭

## દવારકાના મહીના.

કારતક મહીને એ શું કીધુ કામરે શામળીઆ,
અબળાને તરછોડી ચાલ્યા ગામ મારા શા. ૧

કેની ઓથે હુતો જઇને રહુરે શામળીઆ,
જોબનીઆનો પીડા કેને કહુ મારા. સા૦ ૨
વાલા તેંતો ઘણી કરીછે ઘાતરે, સા૦
અંતર માંહે જુઓ તપાશી વાત. મારા શા૦ ૩
આ નોધારીનો નાવલીઓ પરદેશરે, સા.
વેહેની લાહયો લાગી બાળે વેશ મારા શા. ૪
જુવાનીનુ પુરવહીને જાયરે શામળીઆ.
દહાડે નેદીવસે તે ઓછુ થાય. મારા શા૦ ૫
અજાણેતો પ્રીત એમ શુ જોડીરે શા.
જાતાની વેળાએ છેકજ તોડી. મારા શામ. ૬
વાયદે તો આવી દરસન દેજોરે, શાં.
દવારકાંના સ્વામી અમને મળજો મારા શા. ૭
માગશર મહીને કેઈ પેરે હુ રહુંરે શા.
સુખડાંને દુઃખડાં તો કોને કહુ મારા શામ. ૮
પેઉ વીનાનો ઘેલી હુતો થાઉરે, શામ૦
આ મેહ્યુ ને સંતાડુ ભુલી જાઊં. મારા૦ ૯
ધણીજી મુજને આવી ધારણ દેજોરે, શા૦
કાંઈ મીઠલડી વાતોતો મુજને કહેજો મારા સા૦ ૧૦
બનમાળી તુંતો લીલાનો સાથીરે, શા૦
ઝાડાનો તે ઝાલો કેમ રહે હાથી. મારા શા૦ ૧૧
અમે તમારાં દાસલડાંતો થઈએરે શા૦
મોટાને ઠેકાણે કાંઈ નવ જઈએ મારા શા૦ ૧૨
દયા હઈઆમાં કાંઈક તમેતો લાવોરે. શા૦
પ્રીતલડી જાણીને ઘેર આવો મારા શા૦ ૧૩
બે મહીનામાં વરસ ગયાંછે લાખરે, શા૦
દવારકાંના સ્વામી દરસન દાખો મારા શા૦ ૧૪
પોસ માસે ના આવેતો મરીએરે, શા૦
વીખડાંને ખઈને તો ઘાતો કરીએ. મારા શા૦ ૧૫
મુજ તેંતો કાપ્યાં છે આજરે, શા૦
લંપટને તો કશી ન આવી લાજ મારા શા૦ ૧૬
ભવસાગરમાં બુડી હુંતો જાઉંરે, શાં૦
કોનાને પાલવડા તાણી સાઉ મારા શા૦ ૧૭

તમ વીનાતો ક્યાંથી લીજે લાભરે, શા૦
તજે તો ધરતી ને ઉપરછે આભ મારા શા૦ ૧૮
ચુક અમારી નજરે શી છે ચઢીરે શા૦
કઠણ હઈયાના થઈને ગયા વઢી મારા શા૦ ૧૯
જીવડો અમારો વ્યાકુળ તેંતો કીધોરે શા૦
પડતાને ઊપર તો પાય દીધો મારા શા૦ ૨૦
કુડું તેંતો મુજશું કીધું કામરે, શા૦
દ્વારકાંના સ્વાંમી પુરો હાંમ મારા શા૦ ૨૧
માહા મહીને તો એજેરેલે જાયરે શામળીયા૦
શીયાળાની ટાઢો મુજને વાય મારા શા૦ ૨૨
સુતાંને બેઠાં તો સુનું લાગેરે શામળીયા૦
સુખડાંને સંભારી બાણ વાગે મારા, શા૦ ૨૩
હીમ હવે તો પડવા માંડ્યું કેરરે શા૦
સેજલડી સુનીછે આવો ઘેર મારા શા૦ ૨૪
હીમાળો તો હાલ્યોને અતી હીંડયોરે શા૦
દોહલા દીનની ભાગો મારી ભીડયો મારા શા૦ ૨૫
કઠણ વેળાના આવી સંકટ હરજોરે શામળીયા૦
વીનતાને તો વાલ કરીને વરજો મારા શા૦ ૨૬
ટળ વળતાને પાણી તમે પાવોરે શામળીયા૦
શીયાળો ગાળવાને ઘેર આવો મારા શા૦ ૨૭
વીસ્વાશીને વાઈને ત્યાં રહયારે શામળીયા૦
દ્વારકાંના સ્વામી મુધા થયા મારા શા૦ ૨૮
ફાગણ મહીને પરેમવાડી રહીછે ફાલીરે શામળીયા૦
ઘેરાઈયા રમેછે કેસર ઘોળી મારા શા૦ ૨૯
વંદરાવનની વેલો સરવે ફુલીરે શામળીયા૦
લીલીને રહીછે કાંઈ ડાલો જુલી મારા શા૦ ૩૦
દવનાં લાગ્યાં વન થયાંછે લીલાંરે શામળીયા૦
ફુલડીયાં ફુલ્યાંછે રાતાં પીળાં મારા શા૦ ૩૧
આંબલીઓતો મોરછે રૂડી રીતરે શામળીયા૦
બાવળીઆતો ફુલ્યા પુરણ પ્રીતે મારા શા૦ ૩૨
આ રતમાંતો એચંતાના આવોરે શામળી,૦
કાગળીઓ લખો કે કાંઈ કાનો મારા શામળીયા૦ ૩૩

ડાહયાનેતો કહેવું ન પડે કાંઇરે શ્યા૦
ખીડયાંને બલીએ છીએ રૂદીયામાંય, માર શ્યા૦ ૩૪
વીરહ તણાતો ભીતર ભડકા લાગેરે, શ્યા૦
દ્વારકાના સ્વામી સુતા જાગે; મ.રા શ્યા૦ ૩૫
ચઇતર મહીને ચાંતામાંતો ફરૂરે શ્યા૦
ઠારણુ મારાં ઠારો તારેઠરૂ; મારા શ્યા૦ ૩૬
આ દુખડાંતો સુખે મેંતો સહયાંરે શ્યા૦
કઠણ હઇઆના એવા કેમ થયા, મારા શ્યા૦ ૩૭
ઉનાળાનો તડકો આકળો લાગેરે શ્યા૦
ધરતીતો ચકિછે કામ જાગે; મારા શ્યા૦ ૩૮
મોહ તણાતો ભડકા મુજને લાગેરે શ્યા૦
ઘરમાંહે જઇને ઊંડા આવે મારા શ્યા૦ ૩૯
વાલા તારી કુપલીઓ કરમાયરે, શ્યા૦
સીંચા વીનાતો સુકાઈ સુકાઇ જાય મારા શ્યા૦ ૪૦
ધુતારાને વાર ન લાગી જાતાંરે શ્યા૦
નમેરાંને દયા ન આવી વાતાં. મારા શ્યા૦ ૪૧
છ મહીના તો ચઇતર મહીને થયારે; શ્યા૦
દ્વારકાંના સ્વામી કયાં ગયા મારા શ્યા૦ ૪૨
વઇશાખે તો વાર તમને લાગેરે; શ્યા૦
અબળા નારી તરત પરાણ તે તાગે. મારા શ્યા૦ ૪૩
ગોકુળ આવો ગીરધારી તમો ચાલીરે. શ્યા૦
વાતલડીઓ તો આપણ કરીએ વાલી. મારા શ્યા૦ ૪૪
સંસાર તો મુજને મેણા મારેરે, શ્યા૦
કાનુડો સઉ કહીને પોકારે મારા શ્યા૦ ૪૫
કે મુજને મેલીને તો ગયારે; શ્યા૦
કુબજાના મેલીડા જઇને થયા મારા શ્યા૦ ૪૬
ચીતવ્યુ તે તો મારા મનમાં રહયુરે શ્યા૦
અણચીતવ્યું તે આગળ થયું મારા શ્યા૦ ૪૭
શુ કરીએ બાઇ કરમ તણા છે ભોગરે; શ્યા૦
આ વેળામાં કંથ તણો વીજોગ. શ્યા૦ ૪૮
ઉભી ઉભી અરજ કરૂછુ તારીરે; શ્યા૦
દ્વારકાંના સ્વાંમી જો જો ધારી મારા શ્યા૦ ૪૯

જેઠ મહીને તો વાવલીઆ ઘણા વાયરે; સા૦
તારૂણીને તાજા વેલી થાય મારા સા૦ ૫૦
પંખીડા તો વાવસ જઈને બેઠાંરે, શા૦
માળા તો ઘાલીને પ્રીતે પેઠાં મારા સા૦ ૫૧
પરદેશી તો પરદેશથી આવ્યારે; સા૦
સમાચાર કોઈ તમારા નવ લાવ્યા. મારા સા૦ ૫૨
મથુરાંના વાસી તમે થયારે, સા૦
ગોકુળીયાને જાણ્યા તાં શું રહયા મારા સા૦ ૫૩
એકુ પાત્ર કંશ તણી છે દાસીરે; સા૦
ધુતારીએ રાખયાં રંગવીલાસી મારા સા૦ ૫૪
ચતુર હોય તે સાર નરસુ જાણેરે, સા૦
વીવેકી તો મનમાં વાતો આણે. મારા સા૦ ૫૫
દયા કરીને દુઃખ અમારાં કાપોરે; સા૦
દવારકાંના સ્વામી, સુખડુ આપો. મા૦ ૫૬
માસ અસાડે ચોમાસુ ભરપૂરરે સા૦;
વરસાળો આવ્યો, તે જોજો ઉર મારા૦ ૫૭
મધુરો મધુરો મેવલીયો તો વરશેરે. સા૦;
ઝાડીઓને લાગી તો જીવ તલસે. મા૦ ૫૮
નાંની મહોટી નદીઓનાં જે નીરરે; સા૦
વળીને ચાલે છે દરીઆ તીર. મા૦ ૫૯
જ્યાં જાઉ તાં જળ તણો નહી પારરે, સા૦
ધરતીએ તો સજીયો છે શણગાર. મા૦ ૬૦
મોર દાદુર બોલે છે મોટા વનમાંરે, સા૦
બપઈયો તરશો છે એવા દનમાં. મા૦ ૬૧
એવી ટેક હોય તો એને ભજજોરે, સા૦
પ્રેમી જનના સ્નેહી વહેલા વળજો મા૦ ૬૨
પંડ પડે પણ બીજાને નવ ભજીએરે, સા૦
દવારકાંના સ્વામી સુખડાં સજીએ. મા૦ ૬૩
શ્રાવણ મહીને સરવડીઆંતો પડેરે, સા૦
મેવલીઓ ગાજે છે વાદળ ચડે. મા૦ ૬૪
આડી અવળી વાદળીઓતો ધાયરે, સા૦
કાળા પીળા ડુંગરીઆ દેખાય. મા૦ ૬૫

વીજળીઓના ઝબુકા બહુ થાયરે, મા૦
જુવતીએ તે જરા ન જોયુ જાય. મા૦ ૬૬
ધરતી ઉપર જલ તણો નહી પારરે, મા૦
પગ માંડવાને નથી એકે ઠાર. મા૦ ૬૭
વળગેલાને વાટમાં નવ મેલોરે મા૦
ચરણ કમળથી પળ અળગા નવ ઠેલો મારા૦ ૬૮
દન રજની તો કેઇ પેરે જાયરે. મા૦
તમ વીના મેં તો નવ રહેવાય, મા૦ ૬૯
અવગુણનો તો એકે નથી પારરે. શા૦
દવારકાંના સ્વામી કરજો વહાર. મા૦ ૭૦
ભલુ થયુ ભાદરવો ભલે આ૦યોરે; મા૦
સુંદરીના મનમાંતો શ્રશો ભાવ્યો મા૦ ૭૧
સહશ્ચિર બેઠી ભજન હુતો કરતીરે. મા૦
કાનુડાનુ ચીતવન ચીંતમાં ધરતી મા૦ ૭૨
એવામાં તો સપનુ મુજને થયુંરે, મા૦
ઝગહગ રૂપ આવીને ઉભુ રહયુ મા૦ ૭૩
ભાવ કરીને હેતે મુજને ભેટયારે. મા૦
રંગ વધાગયો શોક સરવે મટયો મા૦ ૭૪
સેહેજ તણુ તો સાર લીધુ સુખરે, મા૦
ઘણા તો દીવસની ભાગી ભુખ મા૦ ૭૫
જનમ જનમની ભાવટ મારી ભાગીરે. મા૦
એવામાંતો ઝબક કરતી જાગી. મા૦ ૭૬
પાતળીએ તો પૂરણ કીધી મેરરે, મા૦
દવારકાંના સ્વામી આવો ઘેર. મા૦ ૭૭
આશો માશે દીવળી છે મારેરે,મા૦
દીવાને કીધાછે સઘળે દુવારે. મા૦ ૭૮
કીરપા કરીને માવાજીએ આજરે, મા૦
સારયુને સુધારયુ મારૂ કાજ. મા૦ ૭૯
પૂરવ જનમની વાચા તેતો પાળીરે, મા૦
કિરપા કરીને વેળા મારી વાળી. મા૦ ૮૦
કુસીને ફરફ્યુ આનંદ અંગેરે, મા૦
મોતીડે વધાવુ શઈશ્ચિર સંગે. મા૦ ૮૧
સંવત અઢાર તેવીશં કારતક સારરે, મા૦

એકાદસીએ પુગ મહીના બાર. મા૦ ૮૨
ગરૂ તણી કીરપાએ મંતો ગાયારે, સાં૦
મંતો સુણો અંબીક મારી માયા. મા૦ ૮૩
શેવક તારો સ્વામી પાસે રહેછેરે, સાં૦
કરજોડીને દાસ દવારકો કહેછે. મા૦ ૮૪
શીખે શુણેને નીત કરે અભ્યાસરે, સાં૦
બીજ મંડળમાં સદાય તેનો વાસ. મા૦ ૮૫
પૂરશોતમ માશે અઢળક ઢળીઆરે, સાં૦
સુખડાના સીંધુ તો વહેલા વળીઆ. મા૦ ૮૬
માનનીઓ તો મળીને મંગળ ગાયરે, સાં૦
આનંદને ઓછવ ઘણેરો થાય. મા૦ ૮૭
તરીઆ તોરણ મંદીરીએતો ઝળકેરે, સાં૦
મોતીડાની શેરો માંહી લળકે. મા૦ ૮૮
ચારે ખુણે કસતુરીની કયારીરે, સાં૦
ચંદનની તો ઓકળીઓ દીશે સારી. મા૦ ૮૯
ચોકમાં તો રોપાવ્યા છે રોપરે, સાં૦
વારી તારા લટકા ઉપર ઓપ. મા૦ ૯૦
અગર કપુરની આરતી સદા થાયરે, સાં૦
સુણતાં મારી દુસ્ટ બુધી જાય, મા૦ ૯૧
ચોક ઉપર બેઠા દીનોનાથરે, સાં૦
દવારકાંના સ્વામી આવ્યા મારે હાથ. માં૦ ૯૨

## તુળસીના મહીના.

ધન ધન પાટણ ધન ધન ગાંમ, ધન તુલસી તારૂં
ઉત્તમ નામ. સાંભળો ગુણવંતા.
અસાડે તુળશી રોપ રોપાવે;
દેવ દમોદરને નીદ્રા નઆવે. સાંભળો ગુણવંતા. ૨
સરાવણે તુલશી દોદોરે પાંને,
હરખ્યા શ્રી નારાયણ તુળશીને નામે સાં૦ ૩
ભાદરેવે તુળશી લેરેરે જાય,
કંઠે સોવશેવે શ્રી જાદવરાય. શાં૦ ૪
આશોએ તુલસી આશા વળુધા,
દેવ દામોદરે ઓળામાં લીધાં. સાં૦ ૫

કારતકે તુલશી બાળ કુવારી,
લગન નીરધારીને પરણ્યા મોરારી. સાં. ૬
માગશરે માવઠડે હરીઆ,
સીઆળે તુળસીનાં આણારે કરીઆં. સાં. ૭
પોશ માસે પડઘારે પોકાર,
તુળશી વના સુનો સંશાર, સાં. ૮
માહા મહીને શુધ બુધનભુલે,
તુળશીવિના ત્રીભોવન ડુલે. સાં. ૯
ફાગણે ફાગ ખેલેરે ગોવંદા;
પગરે પાવટડે હરી લેલાવટચંદા, સાં. ૧૦
ચઈતરે ચંત બોલે હેડોળા,
હીચકે હીચે શ્રીક્રશ્નજી કાળા. સાં. ૧૧
વઈશાખે ખીલી ફુલવાડી,
ઓળેને ઓળે મે રમત રમાડી. સાં. ૧૨
જેઠ માસે તુળશી કરમાયાં;
સોલશે ગોપીઓ પાણીડાં ચાલ્યાં. સાં. ૧૩
તુળશીને કયારે બીના દીવલડા,
હરી હરી કરતાં જાય એના જીવડા, સાં. ૧૪
હુ તમને પુછુ મારી તુળસીરે માતા,
કુણ તારી માતા ને કોણ તરો પીતા. સાં. ૧૫
ધરતી મારી માતાને આભ મારો પીતા;
દેવકી મારી સાસુ ને ક્રષ્ણ ભરથાર. સા. ૧૬

## થોભંણદાસના મહીના.

કારતક કોડામણોરે, શીળો પુનમતનો ચંદ વાલા;
રાધાજી કરે હરીની વીનતીરે, ચરણે રાખો ગોવીંદ વાલા. ૧
માગશરે મેલી ગયારે, પેલે ગયા પરદેશ વાલા;
ભરજોબનમાં ભાંમનીરે, અબળા બાળે વેશ વાલા. ૨
પોશ માશે પૂછામણીરે, સાંભળ સઈઅર વાત વાલા;
શ્રીક્રષ્ણ ચાલ્યા દુવારકાંરે, સોળસે ગોપીનો નાથવાલા. ૩
માહા મહીને મન માહરૂંરે, ચીતડુ વ્યાકુળ થાય વાલા;
સમણાં લાગ્યાં શ્રી રામનાંરે, દીઠા જાદવ રાય વાલા. ૪
ફાગણ માસે ફરૂકીયારે, વાગેછે તાલ મરદંગ વાલા;

મધુરીશી વાય વાલો વાંશળીરે, હોળી એલે ગોવીંદ વાલા. ૫
ચઈતરે ચીંતામણીરે, ના આવ્યા નંદ કુમારવાલા.
કોઈ લાવે પેઉની વધાંમણીરે, આપુએકાવળ હાર વાલા. ૬
વઈશાખે વનવેડીયાંરે, વેડીછે દાડમ દ્રાખ વાલા;
કોયલડી ટઉકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાનાં રણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
લ કામાં જવાલા પરજળેરે, ઉભા રેહો રઘુનાથ વાલા. ૮
અસાડ માસ ભલે ઉલટયોરે, થાય વીજળીઓના વેગ વાલા;
ભલીરે ઉલટી મેની વાદળીરે, વરશા બારે મેઘ વાલા. ૯
શરાવણ વરસે સરવડેરે, નદીએ નિરમળ નીર વાલા;
ભાજે તે રાણી રાધીકારે, ભીજાય દખણીનાં ચીર વાલા, ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ ચડયાં વીસેસ વાલા;
ગોગાદે ભીજાય ઘર આંગણેરે, પેઉડો ભીજાય પરદેશ વાલા.
આસો માસે દીવાળીરે, સજે સુંદરી શણગાર વાલા;
લલાટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પૂરા થયારે, આવેલો અધીક માસ વાલા;
ગાય શીખેને સાંભળેરે, વીનવે થોભણ દાસ વાલા.

## મહીના.

કારતક મહીને મેલી ગયા હરજી હઈઆમાં રાખો દયા;
ગોકુળ કેમ કરી રેહેવાય, વાલમ વહેલા પધારજોરે, ટેક
માગસર મહીને મહાલતાં, હરીને આંગણીએ બોલાવતાં;
કરતા વાલપણાની વાત. વાલમ. ૨
પોસે પરભુ ગયા પરદેશમાં, મેલી અબળા બાળે વેશમાં;
સુતાં શહેજે નવ સહેવાય. વાલમ. ૩
માઘે મોહનજી મન સાંભરે, ગોપીની આંખડીએ આંસુ ઢળે;
સુનો વાલા વના સંસાર. વાલમ. ૪
ફાગણ મહીને વન ફુલી રહયાં, રમત રસીઆની ભુલીગયાં;
રસીઆ સેની ચડાવે રીસ. વાલમ. ૫
ચઇતરે મન ચંચલછે મહારૂ, હું તો ધાંન ધરૂ પ્રભુ તાહરૂ
ઘડી એક જુગ બરાબાર જાય. વાલમ. ૬
વઈશાખે વાટડીઓ જોઇ વળી, પોને પાવડીએ ચડી;

શુના જળ જમુનાંના ઘાટ. વાલમ. ૭
જેવું જીવન જોવા નીસરી, સજવા સણગારો વીશરી;
ગીરધર ઘડીએ ન રહેવાય. વાલમ. ૮
અસાડેછે આશા અીજનારને, મોહન મનમાં વાત વીચારને;
પ્રીતમ આવે રહેશે પ્રાણ. વાલમ. ૯
શરાવણે શેરડીઓ સોધી વળી, દીઠી મેં ન તમારી મંડળી;
મેં ન દીઠા નંદકુમાર. વાલમ. ૧૦
ભોજન ભાદરવે ભાવી રહયાં, વાલા વચન તમને શાં કહયાં;
વીનતા જુવે તમારી વાટ. વાલમ. ૧૧
આસો મેં જાણ્યુ હરી આવશે, તારે દીવાળી દીલ ભાવસે;
દીપક થાશે ઘેર ઘેર. વાલમ. ૧૨

## દલપતના મહીના.

કારતક મહીને અબળા કહેછે કંથને,
હવે શીઆળો આવ્યો શવામી નાથજો;
હીમાળુ વા વહારે હલકી ટાઢડી,
શુ શોધો પરદેશ જવાના સાથજો;
એ મહીને નવ જઇયે પીયુ પરદેસમાં. ૧
માગસર મહીને હોંશ ઘણી મનમાહરે,
રસીઆ સંગ રમવાની માઝમ રાતજો;
ઘુઘટડો કાઢીને ઘર આગળ ફરૂ,
પીયુ મેલો પરદેશ જવાની વાતજો. એ મહીને૦ ૨
પોસે જે અબળાને પીયુડે પરહરી,
તે નારીનાં પૂરણ મળીઆં પાપજો;
સાસરીએ રહીને તે શું સુખ ભોગવે,
મહીયરમાં નવ ગોઠે માને બાપજો. એ મહીને૦ ૩
માહા મહીને ના કરીએ નાથ મુસાફરી,
ઘઉં સાટે જઈ લાવો જોરી જારજો;
વેંચીને જમશું રે મારા વાલમા,
જરૂર નહીં જવા દેઉ ઘરથી બહારજો. એ મહીને૦ ૪
ફાગ રમે ફાગણમાં નરને નારીયો,
ઘેર ઘેર નઊતમ કઊતક નવલાં થાયજો;
જે નારીનો નાવલીયો નાશી ગયો,
કહો તેને કેમ નજરે જોયું જાયજો. એ મહીને૦ ૫
ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું,

જે ઘેર નારી સારી ચતુર સુજાણજો;
વાલપણે વચનેરે પેઉને વશ કરે,
નીરધારયાં પડયાં રહે પરીયાંણ જો. એ મહીને૦ ૬
વાવલાઆ વાયારે પીચુ વઈશાખના,
રજ ઉડેને માણેક મેલુ થાયજો;
નથનીનું મોતીરે હીરો હારનો,
કહો પરહાથે કેમ તે ધારયો જાયજો. એ મહીને૦ ૭
જેઠે તો પરદેશે જાવું દોહલુ,
ભોમ ધખેને લ્હા જેવી લુ વાયજો;
કોમળ છે કાયારે મારી કંથજી,
વસુઆરયાં જેમ ફુલડાંયાં કરમાયજો. એ મહીને૦ ૮
અંબર ઘન છાયોરે માસ અશાડનો,
મોર બોલે મે વરસે મુશળધારજો;
કચરાને કાદવરે મચીઆ મેદની,
પંખી માળા ઘાલે ઠારો ઠારજો. એ મહીને૦ ૯
શાવણમાં શીવ પુજીને સુખ માગીએ,
વાહાલાનો નવ હોજો કદી વીજોગજો;
ઉમાયાના સ્વામીજી આપો એટલુ,
સાસુના જાયાનો નીત સંજોગજો. એ મહીને૦ ૧૦
ભાદરવો ભર જોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓકેરાં નીરજો;
એવારે દીવશ નવ એળે કાઢીએ,
વાત વીચારી જુઓ નણદલના વીરજો. એ મ૦ ૧૧
આસોના દીવશ તો અતીરળીઆમણા,
ખાવું પીવુ કરવા નવલા ખેલજો;
ભેળાં બેશી જમીએ રમીએ સોગટે,
છાતીમાં બીડાને રાખુ છેલજો. એ મહીને૦ ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કીજીએ,
રહો જોડીને નેણ સંગાથે નેણજો;
જેમ ન છુટે છુટો કાચ બીલોરનો,
દલપતના પ્રીતમ છો જાણ પ્રેણજો. એ મ૦ ૧૩

## ભુમાનંદના મહીના.

સખી કારતક કેમ કરી જાય, મોહન મેલી ગયા;
ખાલી મંદીર ખાવા ધાય, દીવશ દુખના રહયા.

સખી સુની દેખીને સેજ, અંતરમાં અતી બળે;
મેલી પીઉ ગયા પરદેશ, શોક શેણે ટળે.
સખી પળ જુગ જેવી જાય, જીવત કેમ નીશરે;
દીધાં સુખ દેખાડીને હેત, વીસારયુ ન વીસરે.
શખી દીલમાં લાગ્યો દાહ, પડી હું પરજણુ;
હવે જુમાનંદના નાથ, આવે કયારે મળે. ૧
સખી માગશરે મહા દુખ થાય, પીઉ ગયા પરહરી;
નથી સંસારમાં સુખ લેશ, વાલા વીજોગ કરી.
સખી પાણી વીનાના માસ, શેણે થાય સુખીયાં;
તેમ તરફડીને પડશે તન, દારૂણ અમે દુખીયાં.
કરૂ પીઉ પીઉ પોકાર, ઉભી જોઉ વાટડી;
મારૂ થઈ ગયુ વજર શરીર, ન રહે છાતડી.
શખી નેણમાં વરસે નીર, આગ ઝરે અંતરે;
ગયા જુમાનંદના નાથ, નાંખી પરતંતરે. ૨
શખી પોસે પીઉનો વીજોગ, લાવો શો લીજીએ;
હવે દીલના દુખની વાત, કોની આગે કીજીએ.
શખી સુના ચઉદે લોક, ચડે મારી નજરે;
હવે સજીએ શા શણગાર, ન આવે મજરે.
મને ઉતારી ઊંડે કુપ, વરત વાઢી ગયા;
મેલી અબળા એકાએક, એને ન આવી દયા.
મયા પુરી પીંજર માંહી, જુરી જુરીને મરૂ;
આવે જુમાનંદનો નાથ, તો દરશન કરૂ. ૩
આવ્યો માહાદુખનો દરીઆવ, પાર કેમ પાંમીએ;
મને મેલી તેને મધ, તણાતી સ્વાંમીએ.
તોય પાપી પ્રાંણ ન જાય, દોશ કેને દઇએ;
તેનો વેરી વીધાતાનો વાંક, એમ સમજી રહીએ.
સખી ઉછેરી અમરીત પાઇ, ભીડીને ભુજમાં;
તેણે કરયો અમારો ત્યાગ, તેતો વાંક મુજમાં.
સખી પીઉ રીઝવ્યાની રીત, વાલે બહુ વાવડી;
જુમાનંદ કહે એનો શો વાંક, મને નવ આવડી. ૪
સખી ફુલ્યો ફાગણ માસ, વસંત વહી જાયછે;
હવે કે સંગ ખેલુ ફાગ, ઉચાટ એ થાયછે.
વાલો બાંધી વસંતી પાગ, સુંદર છોગાં મેલતાં;
ગળે પહેરી ગુલાબના હાર, રંગે શું રેલતાં.

ભરજોબન મારૂ જાય, વરૂથા વાલા વના;
હવે શો કરીએ ઉપાય, થાય બક્ષીસ ગના.
સખી હોળી હઇઆ માંહ, વાલા વીજોગે બળે;
દેખુ ભુમાનંદનો નાથ, શોક તારે ટળે. ૫
સખી ચહતરે ચીતમાં ક્ષોભ, અતીસય થાયછે;
મારે પીઉ વીના પળ એક, જુગ જેવી જાયછે.
સખી મોહન મળવાની, એક અંતરમાં ધાંખડી;
જોઇ જોઈ જીવણની વાટ, ખોઇ મેં તો આંખડી.
સખી આખળા એકાએક, મરીસું રડવડી;
કેમ જાઉ પીઉની પાસ, દીશાએકે નવ જડી.
સખી વીરહવતાને તાપ, અંતરનો ત્યારે ટળે;
જયારે ભુમાનંદનો નાથ, ભીડી ભુજમાં મળે. ૬
સખી વર્ષાએ વલ્યાં વન, વાલો હજી નવ વલ્યા;
નાવે નીંદ્રા ન ભાવે અંન, કયારે થાશે મેલાં.
અતી અંતર વીરહનો તાપ, ઉપર લુ વાયછે;
શેણે શીતળ થાય શરીર, ઉચાટ એ થાયછે.
મને મેલી મહાવનમાંય, હેડી હાલી ગઈ;
મારા દીલના દુખની વાત, કેને જઇએ કહી.
સખી એકે ન રહો આધાર, કયાં જઇને થોભીએ;
હવે ભુમાનંદના નાથ, વીના સું સોભીએ. ૭
સખી જોઇ જગજીવન, મંને મેલી ગયા;
મેં તો કરયો અતી કલપાંત, તોએ ન આવી દયા.
સખી અબળાનુ સુ જોર, ચાલે જે રાખીએ;
પઇ નાથ વીનાનાં નીરાસ, નીશાસા નાંખીએ.
સખી પીયુ સંગ રમવાની હામ, હઇયામાં રહી;
ખોઇ રસીક શીરોમણ શ્યામ, કંગાલ હું થઈ.
કાઢી શુખ સાગરથી બાહાર, નાંખી દુખ દરીએ;
હવે ભુમાનંદના નાથ, વીના સુ શોભીએ. ૮
આવ્યો અસાડ ચમકે વીજ, ગાજે મેઉલા ઝરે;
બોલે બપઇઆ દાદુર મોર, કોયલ ટઉકા કરે.
કોરે કાળજ એના બોલ, અંતરમાં ઊંડાંગરી;
વળી ઘોર અંધારી રાત, વીતે શેણે કરી.
મારૂ જોબન એળે જાય, પીયુને કયારે મલુ;
અતી અંતર વીરહનો તાપ, તેણે હુતો બળુ.

દેખી ઘન શ્યામી સણગાર, ઘરો લીલી થઈ;
નાવ્યા ભુમાનંદનો નાથ, તેણે હું સુકી રહી. ૯
સખી શરાવણે વરસાદ, તો વરશે સરવડે;
તેણે આવ્યાં નદીએ પુર, શરોવર ભરયાં જળવડે.
પાકયા તરણવેલીયો અન, સરા આવી સહુને;
પીયુ વીના પ્રતીવરતા નાર, દેખે દુખ બહુને.
સુને મંદીર અબળા હું એક, જાય કેમ જામની;
બોલે તમરાં અંધારી રાત, કંથ વીના કામની.
અમને અધુર અમરીત પાઈ, રાખ્યાં છે સુખીયાં;
હવે ભુમાનંદના નાથ; વીનાનાં દુખીઆં. ૧૦
સખી ભાદરવે ભરપુર, નદીઓ જાયછે;
તેતો સાગરનો શંગમ, થાવાને ચહાયછે.
મને પીયુ મળવા પ્રયાસ, અંતરમાંતો ઘણી;
પણ કેમ કરી થાય મેળાપ, ન સરજી પંખણી.
શરદ રૂતુમાં આવજો શામ, રંગ ભરયાં રમીએ;
પાકયાં શરવે નવાં નવાં અન, જમાડીને જમીએ.
સખી સોભે નહી સણગાર, અંગે તે શું ધરૂ;
હુતો ભુમાનંદના નાથ, વીના અડવી ફરૂ. ૧૧
જાય ઊતમ આસો માસ, દીવસ દીવાળીરે;
ઉભી જોઉ જીવણની વાટ, મારગ સાંમું ભાળીરે.
લખુ કાગળ કોય લઈ જાઓ, આપો મારા નાથને;
હુતો કેમ કરી રાખુ પ્રાણ, કહું જોડી હાથને.
ગયા વીતી બારે માસ, સંદેસો નમેળીઓ;
મારા દીલમાં દુખનો આજ, રીણાવર રેલીઓ.
મારી વીનતી વાંચીને વાલા, ઉતાવલા આવજો;
ભુમાનંદ કહે નહીતો નાથ, મુને તુરત તેડાવજો. ૧૨

## ભુમાનંદના મહીના.

### રાગ ધોળ.

જોઉ જીવણ ચાલીઆ, નીર મોહી મારા નાથ;
દરસન વીના દુખીઓ ઘણો, સરવે વરજનો સાથ.
અંતર તાપ વીજોગનો, લુ બહારથી વાય;
મળ્યા વીના હવે માવજી, જુગતુલ્ય રજની જાય.
ફળીઆમાં ઘોડી ફરતાં, ધરતાં છોગલાં શીશ;
તે દીન કમારે દેખાડશો, ડોલરીઆ જગદીશ.

પ્રાણજીવણુન હવે પૂરીએ, હઈયા કેરી હાંમ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદીરશામ. ૧
અશાડે અલબેલડા, પવનનું પુરૂં જોર;
જુકી આવી આકાશમાં, ઘન ઘટા ચારે કોર.
હળ જુત્યાં ફળ પાકીઆં, પાલવીઆં વનપાંન;
એ રતે પ્રીતમ આવીએ, કરૂણા સાગર કાંન.
પરેમ સુધારસ પાઇને, કીધા મોટેરા માવ;
મેલીને મથુરાં ગયા, ન ઘટે મારા નાવ.
અંતરમાં રેહેતો નથી, એક ઘડીએ આરામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૨
શાવણુ વરસે સરવડે, નદીએ નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય.
વરસે લીલી વેલડી, આંબુ અપરંમ પાર;
કોઇક શીવ પુજા કરે, મોડે ગાય મલાર.
હરી આવી ડુંગર ઉપરે, કરે કાંઇ વરત નેમ;
આ રતમાં અમે તમવીના, કહોને રહીએ કેમ.
સરવે સુખ સંસારનાં, તમ વીનાછે હરાંમ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુદર સાંમ. ૩
ભાદરવામાં ભુધરા, નદીએ આવીઆં નીર;
એ રતે રહેવુ નવ ઘટે, છેટે સામ શરીર.
પ્રથવીએ અંબર પેરીઆં, લીલાં અતી નવરંગ;
એ રતે સરવે સીતળ થયાં, અબળા દાઝેછે અંગ.
મધુરાં બોલે મોરલાં, ઘન છાયો આકાશ;
એ રતે વહાલમ આવીએ, પુરો અંતર આશ.
લટકાળા લાગી રહી, ઝંખના આઠો જામ;
બ્રહ્માનંદના નાથજી, આવોસુંદર શાંમ. ૪
સરદરૂતુ સોહામણી, આવીયો આસો માસ;
એ રતે વાલમ આવીએ, રમવા સુંદર શામ.
નીરમળ અંબર થઇ રહયાં, થયાં નીરમળ નીર;
નીરમળ નાથ પધારીએ, છોગાળા બળવીર.
દસરાએ દલ ચાલીઆં, બાંધા નદીઓ ઘાટ;
એ રૂતુમાં અલબેલડા, વલી વલી જોઉ વાટ.
છેલ છબીલા સામલા, ઠરવાનુ છે ઠામ;
બ્રમાનંદના નાથજી, આવો સુંદર શામ. ૫

કારતક માસે કાંનજી, વાટ જુવે વરજનાર;
અંતર ઉતાપો ઘણો લોચનીએ જળધાર.
અલબેલા વર આવીએ, ડોલરીઆ સુખ દેણ;
વાટ જોઇ જોઈ વાહાલમા, ઝાંખાં થઈ ગયાં નેણ.
એકાદશી પ્રબોધની, ઉત્સવનો ઠરાવ;
એ રતે અહીંઆં આવીએ, મીઠડા બોલા માવ.
તમસારૂ તલખે ઘણુ, સરવે ગોકુળ ગાંમ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર સ્યાંમ. ૬
માગસર મહીનો આવીઓ, બેઠી રત હેમંત;
પ્રીતમ હજી ન પધારીયા, કોમળ મારા કંથ.
સારસડાં પણ સભાગીઆં, જયાં ત્યાં જોડી જાય;
અમને મેલી એકલાં, ગયા ત્રીભોવન રાય.
સરશ રીતે નીરમાં, ફુલ્યાં કમળનાં વરંદ;
અમને કદી ફુલાવશો, છોગાળા વરજચંદ.
અરજ સુંણો આળસ તજો, કરો પુરણ કામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર સાંમ. ૭
પોસ માસે પ્રેમદા, હેરે વાટ હમેશ;
કઠણ થયા કેમ કાંનજી, જઇ વશ્યા પરદેશ.
જળ થળ શીતળ થઇ રહયાં, શીતળ સેજ સમાજ;
અંતર શીતલ નવ થયાં, વણ દીઠે વ્રજરાજ.
પંગતીમાં ફરી પીરસતા, કરતા અતી મનુવાર;
તે દીન અમને સાંભરે, વહાલંમ વારંમવાર.
રશીઆજી તમે રીજાને, દેતા વસ્ત્ર ઈનામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૮
માહા મહીનામાં માવજી, બોલે સંત વસંત;
આ રતમાં અલબેલડા, કેમ નાવીયા કંથ.
પ્રીતમ આવી પંચમી, લોક ખેલેછે ફાગ;
વહાલમ તમ વીના વાધીયો, વરજ ત્રીયાને વેરાગ.
ઓરડાઆ નીચે ઓસરી, ખુબ કરતા ખેલ;
એ દીન અતીશય સાંભરે, રૂપાળા રંગરેલ.
અરજ સુણી હરી આવીએ, વાટ જુએ વરજનાર;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૯
ફાગણ ફાગ રમાડવા, આવો પ્રાણ આધાર;
શામ સ્નેહી શામળા, વાટ જુએ વરજનાર.

નર નારી હોરી રમે, તજી લોકની લાજ;
આ ટાણે હરી આવીએ, રંગભીને વરજરાજ.
ચાખડીએ ચડી ચાલતા, છત્રીની કરી છાંય;
લટક તમારી લાલજી, ચોરી ચીતડા માંય.
અંતર જામી આવીએ, દોહલી વેળાના દાસ;
'બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૦
ચઈતર માસે શામળા, આવ્યા નહી અવીનાશ;
વનસપતી સહુ પાંગરી, ફુલાછે પલાસ.
ચંપા જાય ચંબેલીયો, ફુલી લતા અપાર;
એ રતે કેમ ન આવીયા, ભોગી ભમર ભરથાર.
ઓરડીયા તણા ઓશરી, ખુબ કરતા ખ્યાલ;
તે દીન કયારે દેખાડશો, નટવર નંદના લાલ.
કે દીન કરશો કાંનજી, આવી અહીઆં મકાંમ;
'બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૧
વઈશાખે વરજ વીનતા, પંથ જુવો કરી પ્રીત;
લુ આવી હરી ન આવીઆ, ચંતા વાધી છે ચીત.
કોયલડીરે કરે ટઉકડા, આંબે આવીછે સાખ;
મારગ સામુ માવજી, જોઈ જોઈ પાકી આંખ.
વાય ઉનો વાયરો, થળ જળ ઊંડાં જાય;
તમવીના તન અબળા તણાં, ઉનાં ત્રીભોવનરાય.
મળવા કારણ માનની, ધરે અંતરે હાંમ;
'બ્રહ્માનંદના નાથજી, આવો સુંદરશામ. ૧૨
બારે માસ પૂરા થયા, આવ્યો માસ અધીક;
પ્રીતમ પણ ન પધારી, ઠરયા મથુરામાં ઠીક.
અધીક મહીને અતી ઘણી, આશા હતી મન માંય;
તમ વીના સુની સેજડી, મળવા મન અકળાય.
પેહેલી લગાડી પ્રીતડી, રેહેવું ન ઘટે દુર;
તમ વીના મારા નાથજી, હઈડે દુખ ભરપુર.
'બ્રહ્માનંદની વીનતી, ઉર ધરી અવીનાશ;
મેહેર કરીને માવજી, તેડી લેજોરે પાસ. ૧૩

## રતનાના મહીના.

### (સાખી.)

કારતક રસની કુપળી, નયણાંમાં ઝળકાય; અંગ શમારે રાધકા,

મનરથ રહયો સોભાય. કારતક કંથ મેલી ગયા, સાંભળ સઇઅર વાત; ગોકુળનીરે ગોવાલણી, ઘસવા લાગીરે હાથ. વાયદા ઉપર વધતા ગયા, દીવશ ગણતાંરે માસ; અમોરે વીસવાસે વળગી રહયાં, મોહન મળવાની આશ. મુગાંરે મહોદરછે ઘણાં, નાથ વીનાની શી નાર; બળરે કરી કેમ બોલીએ, મસ્તક નહીરે મોરાર. અમોરે મળતાંસુ મળી ગયાં, બાકી રાખી ન કાંય; કેહેવા સરખું રહયું નહીં, જાણે જાદવરાય. પુરવની પ્રીત સંભારીએ, જાણી પોતાની દાસ; રતનાના સ્વામીરે સામળા, પુરો અબળાની આશ. ઓધવજીરે સંદેસડો, કહેજો મથુરાં મોઝાર; જે દહાડાના ગયા નાથજી, ઝુરે બરીજની નાર. ઓધવજી. ૧

(સાખી.)

માગસર મન મેગળ થયો, ઉપર નહી અસ્વાર; મધુપુરમાં વાસો વસે, અંકુસનો દેનાર. માગસર મહીનો આવીયો, ના આવ્યા નંદકુમાર; સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર. આસા ઉમેદે અવતરયાં, અબળાને અવતાર; કહોને અમે કેમ કીજીએ, મેલી ગયારે મોરાર. પ્રથમતો મધુકર મોકલ્યો, વાલે કાવ્યોછે જોગ; આપણ અબળાને એ ઘટે, જોજો કરમના ભોગ. ઘરમાંતે હળવી હું પડી, બહાર નવરે બોલાય; કુવાને કેરી છાંયડી, કુવામાંરે સમાય. મળતાં મોટમ નવ રાખીએ, આવો શ્રી ભગવાન; રતનાના સ્વામીરે સામળા, દોને દરશન દાન. ઓધવજી. ૨

(સાખી.)

પોશેતો પરવશ પડી, વરહે વાધો અતી અંગ; ઓખડ ગુણ લાગો નહી, ડશીયો શામ ભુજંગ. પોસેતો પહેલા પુરમાં, જોબન બાળેવેશ; પુરણ પાપ તેનાં મલ્યાં, જેનો પીયુ ગયો પરદેશ. આછી પટોળીરે ઓઢવા, શીયાળાની ટાઢ; પાંચ પહોરની રાતડી, વાલે કીધીછે રાઢ. સાંજ સંજોગે સઉ મળાં, જુએ વાલાની વાટ; વીસારયા કેમ વીસરે, ઊભા જમુનાને ઘાટ. ધાસુરે ગાઢુ કરી રાખીએ, હઇડું નવરે હાથ; પ્રીત કરી કેમ પરહરયાં, ના આવા નગણારે નાથ. બળતી બોલુછું હું હવે, રખે રાખતા રીસ; રતનાના સ્વામીરે શામળા, પાય નામુંછું શીશ. ઓ૦ ૩

(સાખી.)

માહા મહીને મનમાર, આકુળ વ્યાકુળ થાય; રૂએ વીજોગણ રાધકા, એક ન સુજે ઉપાય. હજી હરી શે ન આવીઆ, આવ્યો મકકર માસ; ભાગ વીના કેમ પામીએ, વાલાજીનો વીલાસ. કુબજા

સરખી કામની, આવી હરીને હાથ; આપે કાળા એ કુબડી, ભલી બની છેરે ભાત. સરખા સરખી સાહેલડી, જમુના નાહાવા જાય; પુગીને માગેરે પેમદા, મળજો જાદવ રાય. એક દુઃખે અમો દાઝીએ, બીજુ કુબજાનુ સુળ; નીરગુણ જોગ વળી લખે, દાઝા ઉપર લુણ. ક્યારે દામોદર દીલ ધરી, બેઠા શી ભગવાન; રતનાના સામીરે સામળા, કયારે મળશોરે કાન. ઓધવજી. ૪

(સાખી.)

ફાગણ આવ્યો હે સખી, કેસુ ફુલ્યા રસાળ; રૂદન ફુલા રાધકા, ભમર કનઈઆ લાલ. સબળો શીયાળો વહી ગયો, આવ્યો ફાગણ માસ; અંતરમાં અતી ઉપજે, હોળી રમવાની આશ. વસંત વધાવાને હું જતી, કંકુ ભરીને કચોળ; કેસરી સાળુરે પહેરવા, મુખ ભરીને તંબોળ. અબીલ ગુલાલ ઉડે ઘણાં, વાગે તાલ મરદંગ; કોકીલ શબ્દ સોહામણા, કાપે અબળાનું અંગ. તરૂવર આંબો મોરીઓ, ફુલ્યાં કેસુડાં વન; અમો અબળાને એ ધટ્યું, મરવુ મુઝાઈ મન. વેરી વીધાતાએ લખ્યો, વાલા તણોરે વીજોગ; રતનાના શામીરે સામળા, આવી કરો સંજોગ. ઓધવજીરે. ૫

(સાખી.)

ચઈતરે ચતુરા રસ ભરી, ઉભી જમુનાં તીર; પંથ નાળતી પેમદા, રડતાં ભીંજે ચીર. ચઈતર માસનો ચાંદલો, રૂડી નીરમળ રાત; સ્વપનામાં શામી રમી ગયો, -હદે કાંઈ રળીઆત. જાગીને જોતાં દીસે નહી, ફાળ પડી છે પેટ; બોલાવ્યો બોલે નહી, નાસી પેઠારે નેટ. કોમળ કર ધરી દીવડો, ચતુરાં નાળે ચોપાસ; ખોળતાં ખુટી રાતડી, ન મળીઆ શ્રી અવીનાશ. પાછલી રાત પરોઢીયુ, ઉઠી પ્રાતસકાળ; જોસીડા જોસ સંભાળજે, આ શુ આળપંપાળ. સુખ સ્વપનાનું સાંભરે, ભીતર ભડકારે થાય; રતનાના શામીરે સામળા, આવી મળતાં બોલાય. ઓધવજીરે. ૬

(સાખી.)

વઈશાખ આવ્યો હે સખી, વહી ગયા ખટમાસ; હજી સંદેશો ના આવીયો, કાગળની શી આશ. વઈશાખે વાયા વાંવલા, પાકયાં દાડમ દરાખ; પાકીને રાંયણ આંબલી, ગળી આંબાની સાખ. લુકનાં લહેરા લાગે ઘણાં, બહાર નવ નીસરાય; ધરતી ધખેને રવી તપે, કોમળ મુખ કરમાય. ફુલડાંની સેજ સમારીએ, બેહેકે ચંપો ને જાય; વાલાજી કેરે વીંઝણે, કેને ઢોળુ વાય. માગ સમારૂં મોતીએ, સેંથે ભરવુરે સીંદુર; નાથજી લાહાવો લીજીએ, જોબન

જાય ભરપુર. ગીષ્મ રૂતુ અતી દોહલી, વાલા વીચારો મન; રત્ના ના સ્વામી શામળા, સોપ્યું તનમન ધન. ઓધવ નીરે. ૭

(સાખી.)

જોડે જોડી સોગટી, પાસા લીધા હાથ; જાણ્યું પડશે પાધરા, અવળા પડીઆ નાથ. જેઠ લગી જોઇ વાટડી, કોઇ આવીને જાય; કાગળ કટકો મળયો નહીં, લખવા જાદવ રાય. મરવું તે મુખથી કયમ કહું, મરણ હરીનેરે હાથ; પ્રીતમગત મરતા થઇ રહી, જાણે વઇકુંઠ નાથ. સગપણ સાચું સઉ કહે, પ્રીત પીતળ ફોક; એરે ઉખાણો સાચો મળીઓ, ભલા હસાવ્યા લોક. દોષ અમારા અ-દરપનો, વાલાજીનો શો વાંક; સુખ દુખ સરજ્યું દેહને, મારી વીધાત એ ટાંક. ચતુર થઇ નવ ચુકીયે, જાણે અબળાનો ધરમ; રતનાના સવામી શામળા, વળવી મેસે કરમ. ઓધવજીરે. ૮

(સાખી.)

અસાડ આવ્યો હે સખી, કેમ કરી કાઢું દન; નાથ નમેરા થઇ રહયા, હદે પડયાંરે રતન. અસાડો ઘન ઉલટો, માગ્યા વરસેરે મેહ; વીજલડી ચમકા કરે, વાલે દીધોરે છેહ. મોરના સોર સોહામણા, દાદુર બોલેરે જોર; કોયલડી ટઉકા કરે, નાવ્યા નંદકીસોર. રાત અંધારી ઉડે આગીઆ, દેખી ઝબકેરે મન; દીવડો દીશે બીહામણો, નાવ્યા જગજીવન. લીલા ચરણા અવનીએ ધરયા, તરૂવર ગેરગંભીર; પંખીડે માળા ઘાલીયા, જયાં તીયાં ભરીયાંરે નીર. જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસન; રત્નાના સા-મીરે શામળા, આવો જુગજીવન. ઓધવજીરે. ૯

(સાખી.)

શાવણ માસે સજ થઇ, દરપણ નીહાળે અંગ; તતક્ષણ તે ધ-રણી ઢળી, જાણે ડશો ભુજંગ. શાવણ માસ સોહામણો, હીંડોળાના દન; હીંચે તે રાણા રાધકા, ઘણું પીડે અનંગ. સરખી સહિલી સઉ મળી, જમુના નાહાવારે જાય; કેસરી તીલક સોહામણાં, કોમળ રંગ્યારે પાય. ગઉરી પુજે સાહેલડી, ઉરમાં પુષ્પની માળ; બીજારે કરમાં કંકાવટી, મુખે શ્રી ગોપાળ. ચાર પોહોરનાં જાગણ કરે, ગોરી ગ-રબારે ગાય; રાત થોડીને રમત ઘણી, રખે વાહાણું રે વાય. શાવણ પાકયો આંબલો, કોને કરીએ ભેટ; રત્નાના સ્વામીરે શામળા, આડો જમુનાનો બેટ. ઓધવજી. ૧૦

(સાખી.)

ભાદરવે ભવન પાંચમે, ખળકે હીંડાળા ખાટ; પુરપને પંખે પ-

દમણી, જુએ વાલાની વાટ. ભાદરવો ભરપુરમાં,ભલુ જણાય જોગ; ગગન વીશે કરે કાટકા, નાવ્યા નંદ કીશોર. ઉતર દેશથી ઉલટયો, થયો ઘોર અંધાર; વીજલડી ચમકા કરે, નાવ્યા નંદકુમાર. પંચરંગના આભમાં, મોટા તાણારે મછ; ચંપક વરણીરે રાખીકા, ચોર ભોજાય સ્વછ. નદીએ નીર ભરયાં ઘણાં, નવ દીશે ઉતાર; તેરણ જમુના પુરે ચડી, પીયુડો પેલેરે પાર. બાળ બધું સુખ દેહનુ, જેનો નાથ નઠોર; રતનાના સ્વામીરે શામળા, બળતી બોલુંકું જોર. ઓધવજી. ૧૧

(સાખી.)

આસોએ આશા હતી, મળવાની મનમાંય; ઓધવજી ભલે આવીઆ, વીરો થાઓ વીદાય. દુખના દહાડારે વહી ગયા, આવ્યોરે આસો માસ; સઉકો સપરમે દહાડલે, વસે પોતાને વાસ. નવરે દહાડારે ગયા નોરતાં, નાવ્યારે દસરારે માંય; મોટો ઓછવ દીવાળીનો, આવી કરશો હાંય. સખી સાહેલી સઉ મળી, હરીને લેવાને જાય; આણે મારગ હરી આવશે, ઉલટ અંગ ન માય. ધનતેરસ ધોઈને, સજયા સોળ સણગાર; નયણેતે કાજળ સારીઆં, મળવા નંદકુમાર. કોમળ કરમારે દીવડો, હઈડે હરખ અપાર; હરીને નીહાળવા નીસરી, ઉભી આંગણા બહાર. મનના મનોરથ વહીગયા, એક ન સીધુંકાજ; રતનાનાં સ્વામીરે શામળા, વાલુ કીધુ છે રાજ. ઓધવજીરે. ૧૨

(સાખી.)

અધીક માસ વળી આવીઓ, તેથી આવ્યો તરાસ; વળી એ કેવો વીતશે, વીત્યા બારે માસ. બારે માસ તો વહી ગયા, તેરમાની શી પેર; પુરસોતમ પેહેલા નથી, કોણે કીધો છે કેર. બાર રવી બાર પરવણી, અધીક ઓછુ ન થાય; અધીક માસ કરમે કયાં લખ્યો, ઘણો થયો દુખદાય. વરષ પછવાડે વાછડું, મુકયો મળ માસ; રખે વળી ચઉદમો કરે, એનો શો વીસવાસ. રાધા લલીતા ચંદરાવળી, ભામા આદે જે વામ સઉકોના મન મનાવીઆં, આવ્યા સુંદરશામ, તેરમાસ પુરણ થયા, જે કોઈ પ્રેમેરે ગાય; સાંભળતાં સુખ ઉપજે બેહુ વઈકુંઠ જાય. પદ અગનોતેર રાગ સોરઠી; બતરીશોર પ્રબંધ. ગુણીજન મન વીચારજો, એછે રમનોરે કંદ; શંવત સતર પંચાણુવો. માસ માગસર સાર, પ્રથમ પક્ષ એકાદશી; ઉતમ ચંદરવાર. મન કરમ વચન બુધે કરી, રચીયા ત્રયોદસ માસ, રતનાના સ્વામીરે શામળા પ્રીતે પુરજો આશ. ઓધવજીરે. ૧૩

સમાપ્ત.

# जाहेर खबर.



